# કાળી દેવી
## યાને
## ચહા નિષેધ

### કવાલી.

મૂર્ખ તું જઈશ મા બ્હેકી, નવીન વસ્તુ નિહાળીને ;
થશે દુઃખ પ્રાપ્ત એમાંથી, અંધ તું જો વિચારીને
—મૂર્ખ.

અગર ચોક્કસ સમજ મનમાં, ઉપજશે વ્યાધિઓ તનમાં ;
સખત આજ્ઞા બધી તારી, શકે ના તે ઉઠાવીને
—મૂર્ખ.

કરૂં બેહાલ હું તેના, પડે જે પાશમાં મારા ;
કાળીમા નામ છે મારૂં, ખબર છે કે નહીં તુજને
—મૂર્ખ.

અગર વસ્તુ બધીઓમાં, નામ પંકાય છે મારૂં ;
રૂવે છે તું વખત આવે, હિંમત સૌ જાય હારીને
—મૂર્ખ.

અમલમાં તું બને ઘેલો, સમય સાધી કરે ખોબો ;
ચમનબાજી ઉડાવે શું, મૂર્ખ મન જો વિચારીને
—મૂર્ખ.

કદી કો દર્દિ કે બેદર્દ પડે જો ફાંસમાં મારા
દઉં શાંતી સદાની હું, છુરી વિષની ઉતારીને
—મૂર્ખ.

પેટમાં પેશીને ખાવું, કદી કોને મનાવું ના
બજાવું બાપની સેવા મની કલદાર અપાવીને
—મૂર્ખ.

કહે કો રંડી, દેવી ચા, નિશાની યા જડીબુટ્ટી
જાદુગર ચોર જીવનનો, છતાં પરવા નહીં મુજને
—મૂર્ખ.

અરે મિજલસ હશે જો કયાં, અગર તો સાલગીરી જ્યાં
પ્રથમ પૂજે મને લોકો, મુકી દે તું લવારીને
—મૂર્ખ.

અરે હોટલ તણો ટોટલ નથી કોઇએ હજી કીધો;
કરે શું માહરો મૂર્ખો, જરા મન જો વિચારીને
—મૂર્ખ.

સ્નેહ મેં કેંકથી બાંધ્યો, સાસરા કેંક મેં કીધા
પવાલા પ્રેમના પાઇ, દીધા કેં ને ઉધારીને
—મૂખ

મુસાફર થા જરા તું યાર, બતાવું કેંક મમ ભર્તાર
ન લાવે દોષ પણ તલભાર, મનાવે સર્વ યારીને
—મૂર્ખ

નજર કર સ્ટેશનો પર તો, બતાવું સર્વને ત્યાં હું
અધરથી ચૂમીઓ લેતા, રીસાએ કેંક પ્યારીને
—મૂર્ખ

ન જાણે ભેદ જાતીનો, ન માણે ધર્મ નીતીનો
વિના આ સાર પ્રીતીનો, સર્વ દેતા વિસારીને
—મૂર્ખ

નહીં કો' ઉંચ કે નીચા, અમો દિલમાં કદી ધરતા
સર્વ સમદૃષ્ટિથી જોતાં, અમો તો દૂધ વારીને
—મૂર્ખ

કહ્યું નંદલાલનું માની, મૂર્ખ તું છોડ નાદાની
વ્યસન છે ચીજ મહા બુરી, તજીદે કાળી દેવીને
—મૂર્ખ



# બાલા–કરૂણા–સ્તુતિ

## (કન્યા વિક્રય)

નથી કોઇ મારૂં રે, નથી....કોઈ મારૂં રે
આ........જગમાં

તું છો એ.... ક આધા....ર વિભુવર....તું છો એક આધાર.
—નથી કોઈ મારૂં રે.

માતા પિતા........ અરિ,
ભ્રાત મતિયે........ફરી

કરજે તું....અમ વા....ર વિભુવર....તું છો એક આધાર.
—નથી કોઈ મારૂં રે.

ધન લોભી........વડીલો સહુ મારા,
કન્યાનો........વિક્રય કરનારા;

ત્રાતા તું........આ વા....ર વિભુવર....તું છો એક આધાર
—નથી કોઇ મારૂં રે.

દંત ગલિત નિસ્તેજ નયનનો,
વીર્ય હીન કમ્પલિત અંગનો;

વૃદ્ધ હિસે....ભરથા....ર વિભુવર....તું છો એક આધાર.
—નથી કોઇ મારૂં રે

બાલક હું પિતુ આજ્ઞા તોલી,
શકે નહીં અક્ષર પણ બોલી;

નજર કર સ્ટેશનો પર તો, બતાવું સર્વને ત્યાં હું
અધરથી ચૂમીઓ લેતા, રીસાયે કૈંક પ્યારીને
—મૂખ

ન જાણે ભેદ જાતીનો, ન માણે ધર્મ નીતીનો
વિના આ સાર પ્રીતીનો, સર્વ દેતા વિસારીને
—મૂર્ખ

નહીં કો' ઉંચ કે નીચા, અમો દિલમાં કદી ધરતા
સર્વ સમદૃષ્ટિથી જોતાં, અમો તો દૂધ વારીને
—મૂર્ખ

કહ્યું નંદલાલનું માની, મૂર્ખ તું છોડ નાદાની
વ્યસન છે ચીજ મહા બુરી, તજી દે કાળી દેવીને
—મૂર્ખ



# બાલા–કરૂણા–સ્તુતિ

## (કન્યા વિક્રય)

નથી કોઇ મારૂં રે, નથી....કોઈ મારૂં રે
આ........જગમાં

તું છો એ.... ક આધા....ર વિભુવર....તું છો એક આધાર.
—નથી કોઈ મારૂં રે.

માતા પિતા........ અરિ,
ભ્રાત મતિયે........ફરી

ફરજે તું....અમ વા....ર વિભુવર....તું છો એક આધાર.
—નથી કોઈ મારૂં રે.

ધન લોભી........વડીલો સહુ મારા,
કન્યાનો........વિક્રય કરનારા;

ત્રાતા તું........આ વા....ર વિભુવર....તું છો એક આધાર
—નથી કોઇ મારૂં રે.

દંત ગલિત નિસ્તેજ નયનનો,
વીર્ય હીન કર્યલિત અંગનો;

વૃદ્ધ હિસે....ભરથા....ર વિભુવર....તું છો એક આધાર.
—નથી કોઇ મારૂં રે

બાલક હું પિતુ આજ્ઞા તોલી,
શકે નહીં અક્ષર પણ બોલી;

આશ્રય તું....કિરતા....ર વિભુવર....તું છો એક આધાર
—નથી કોઇ મારૂં રે.



# સ્વામી મહત્તા

## (ગરબો)

(રાગ—ગાડી આવી ગુજરાત અગન કેરી)

શાણી સુણો સાચી વાણુ પતી વીણુ પ્રાણુ નકામા.
મમ સહીયર ચતુરસુજાણુ પતી વીણુ પ્રાણુ નકામા.

સાખી.

શાણી શાણી શું કહું, શાણા હૃદયે બોલ;
પતી હશે શીર જેહને, તેનું કરી શકે કોણુ તોલ.–પતી વીણુ
પ્રાણુ નકામા–શાણી.

સાખી.

પતી વિનાની પૂતળી, અપશુકની લેખાય;
હશે પતિવ્રત પાળતી, તોયે કૈંક કલંક મુકાય–પતી વીણુ-
પ્રાણુ નકામા—શાણી.

સાખી.

અનસૂયા સમ સુંદરી, નર્મદા સમ નાર.
પતી-ભકિતના પુન્યથી, તેઓ પામ્યા છે ભવપાર-
પતી વીણુ પ્રાણુ નકામા—શાણી.

સાખી.

સાચું કહું સુણુ બેનડી, સાંભળ મારી વાણુ
નાવ સલામત તેહુની, જેનો સ્વામી સુકાની મહાન-
પતી વીણુ પ્રાણુ નકામા—શાણી.

સાખી.

માટે મુજ સાહેલડી, રાખી અંતર એક
પતી ભજે શુદ્ધ ભાવથી, ધન્ય નંદ તેઓનો ટેક-
પતી વીણુ પ્રાણુ નકામા—શાણી.



# શ્રી કૃષ્ણ મહિમા.

(રાગ -આપો સતીના ગુણો પ્રભુ અમનેરે)

જદુપતિ શ્યામ, ભજો ન્હેની ભાવેરે
જેને તોલે બીજો નહીં આવે— જદુ

જેણે જન્મ દેવકી પેટ ધરિયોરે
નંદરાય ઘરે જે ઉછરિયો રે
કુળ રાક્ષસનો કેર કરિયો — જદુ

જેને દહિં માખણ બહુ ભાવેરે
માત જસુમતિ લાડ લડાવે રે
વ્રજ ગોપીઓ રાસ જમાવે — જદુ

જેની મુરલી વૃંદાવન વાગેરે
સુણી સાદ ગોપી સહુ જાગેરે,
બની ઘેલી સકળ ત્યાંહે ભાગે. — જદુ

જેણે ગોવર્ધન ગિરિ ધરિયો રે
જેથી ઈંદ્રનો ગર્વ ઉતરિયો રે
ઉભો એકીટશે મદ ભરિયો — જદુ

જેણે કેશી અસૂર વીદાર્યો રે,
દૈત ચામુંડને પણ માર્યો રે,
વ્રજલોક અખીલ ઉગાર્યો — જદુ

જેણે માશી પૂતના મારી રે
પયપાન કરી ત્રીપૂરારી રે
દીધા દરશન દૈવત ભારી — જદુ

કાળીનાગ નાથ્યો એક પળમાંરે
હણ્યો હાથી ઐરાવત દળમાંરે
મા ર્યો ચાણુર મલ્લમંડળમાં — જદુ

કીધી કુબ્જાને કામણગારીરે
લેઈ ચંદન દેવ મુરારી રે
પાપી કંસને નાંખ્યો મારી — જદુ

પછી શ્યામ કારાગૃહમાં આવ્યારે
વસુદેવના બંધ છોડાવ્યા રે
માતુ દેવકીને મંન ભાવ્યા — જદુ

વ્હાલે રાજ્ય સ્થાપ્યું દ્વારામતિનું રે
કીધું રક્ષણ દ્રૌપદિ–પતિનું રે
દલ ખંડી કુરૂપતિ કુમતિનું — જદુ.

જેની કીરતી સકલ જગ જામી રે
એવા અખિલ વિશ્વના સ્વામી રે
કરે પ્રાર્થના નંદ પ્રણામી — જદુ.



# સ્વામી-ભક્તિનું મહાત્મ્ય
## યાને
# સત્ય સ્ત્રિ–ધર્મ પ્રકાશ

( રાગ—પુનમ ચાંદની )

સખિઓ સત્ય ધર્મનો ટેક કદી મુકવો નહીં રે;
બીજું સઘળું જાણો જુઠું આ જગ માંય
સહિયર સ્વામિ-ભક્તિથી અધિક કશું ગણુશો નહીં રે ટેક

સાખી

શિયળવતીએ ઉઠવું ઉદય થતાંની વાર;
સ્વામીનું દરશન કરી શુદ્ધ કરો ઘરબાર.
ચાલ હોંસે સ્નાન કરી સામગ્રી સરવે કર ધરી રે
પતીના શુદ્ધ હૃદયથી પ્રીતે પડજો પાય.—સહી૦

સાખી

મરીયાદા મુકો નહી કલેશ કરો સૌ દુર
એ રીતે જે વરતશે તે સતિ શાણી શૂર.
ચાલ સાસુ નંણદ જેઠાણી દેરાણીના સાથમાં રે;
સંપી રહી સર્વદા સફળ કરો સહુ કાજ—સહી૦

સાખી

સ્વામી રોશાવેશમાં કહે કદિ કટુ વચન;
ઉંચે સ્વરે ન બોલવું મર્કટ કરી વદન.

ચાલ મનહર મધુર વચનથી શાંત કરો સંતાપને રે;
જેથી ક્રોધિત મુખ મુદ્રા પળમાં પલટાય—સહી૦

સાખી

સીતા તારા દ્રૌપદી સાવિત્રી સુકુમાર;
પતિ-સેવાના પ્રભાવથી પામ્યા છે ભવપાર.

ચાલ એવી અનેક રમણિઓએ કુળ ઉભય ઉજાળિયા રે;
જેથી વિશ્વ સકળમાં કીર્તી એની ગવાય—સહી૦

સાખી

પતિ વસે પરદેશ જો દુર કરો શણગાર;
અલંકાર પણ અવનવા પરહરવા સહુ સાર.

ચાલ ટિલડી ટેક તણી ને કાજળ મરિયાદા તણી રે;
નાકે અનુપમ ઓપે વાળી વિનયની જાણ—સહી૦

સાખી

સાડી શીયળવ્રત તણી ચતુરાઇ ચણિયો સાર;
લજ્જાની રૂડી કંચુકી એ સતિના શણગાર.

ચાલ ચુડી દાનતણી ઝાંઝર કુલિનતાના ધરો રે;
હૈયે હાર ધરો પતિસ્મરણ તણો સુખકાર—સહી૦

સાખી

એકાંતે નવ બેસવું પરપુરૂષોની સાથ;
વાત વિગત કરવી નહીં હસી તાળી દઈ હાથ.

ચાલ
દીસે ભીડ ઘણી ત્યાં દરશન દેવ જવું નહીં રે;
પ્રીસે પતી ભજે તો પ્રભુ પ્રસન્નજ થાય—સહી૦

સાખી

કથન સર્વ છે ધર્મનું, સાંભળજો વિસ્તાર;
પ્રીતે ગાયે પ્રેમદા તો સુધરે સંસાર.

ચાલ
માટે કૃપા કરીને ગાવો બ્હેનો પ્રીતથીરે;
કે'છે સત્યવચન શુભ વિઠ્ઠલસુત નંદલાલ—સહિ૦



# ધ્રુવાખ્યાન.

## ગરબો.

દૈવની ગતિ છે ન્યારી રે—પ્રાણી તું જોને (૨)
પ્રથમ વંદુ ગજાનન, આરાધુ મધુસૂદન;
ગુરૂ સેવા ચાહુ મન રે—પ્રાણી તું જોને.
ભુલચૂક માફ કરજો, દાસ જાણી દયા ધરજો;
ભક્તની સહાય કરજો રે—પ્રાણી તું જોને.
મહીષ્મતિનો ભૂપ કહેવાય, નામે ઉત્તાનપાદ રાય;
રાણીઓ બે તેને હોયે રે—પ્રાણી તું જોને.
સુનીતિનો ધ્રુવ બાળ, સુરૂચીનો ઉત્તમ પાળ;
સાક્ષિ દેવ દીન દયાળ રે—પ્રાણી તું જોને.
એક દિન કીધું મંન, કચેરી ભરી રાજંન;
દક્ષિણ અંગે ઉત્તમ રે—પ્રાણી તું જોને.
ધ્રુવજી તૈયાર થાય, કચેરી જોવાને જાય;
રાયનો હર્ષ ન માય રે—પ્રાણી તું જોને.
ધ્રુવજી મંન વિચારે, વામાંગે બેસવું મારે;
સુરૂચિ કહે શું ત્યારે રે—પ્રાણી તું જોને.
ઉતર મૂઢ તું હેઠો, હીણભાગી ત્યાં ક્યાં પેઠો;
જાય શું જ્યાં રાય બેઠો રે—પ્રાણી તું જોને.

હશે માના કુડાં કર્મ, પૂર્વે પાળ્યો ન હોય ધર્મ;
સમજે નહીં તું મર્મ રે—પ્રાણી તું જોને.
સુખ જો ઇચ્છે સુકર, વન જઈ તપ કર;
જન્મ પેટ મારે ઘર રે—પ્રાણી તું જોને.
દેવીના સુણી વચન, બાળ તરછોડ્યો રાજન;
દીધું ન માન સભાજન રે—પ્રાણી તું જોને.
ધ્રુવજી રોષે ભરાય, સભામાંથી ચાલ્યા જાય;
સુનીતિ મંદીર માંય રે—પ્રાણી તું જોને.
રોતો બાળ આવ્યો જ્યાંય, માને કહે છે વાત ત્યાંય;
અપમાન કીધું અપર માયે રે—પ્રાણી તું જોને.
ધાર્યું છે જાવાનું વન, છોડીને રાજ્યભૂવન;
ભજવા મધુસૂદન રે—પ્રાણી તું જોને.
માતુ કહે છે કરગરી, જા નહીં મને વિસારી;
મરી જઇશ ઝુરી ઝુરી રે—પ્રાણી તું જોને.
બાલ કહે માતુ મારી, આવીશ ભજીને હરી;
જાઉં ભવસાગર તરી રે—પ્રાણી તું જોને.
કંસારના ભોજન કીધાં, માતાએ વારણા લીધાં;
અખંડ આશીશ દીધા રે—પ્રાણી તું જોને.
શુભ શુકનો ત્યાં થાય, ધ્રૂવજી જ્યાં ચાલ્યા જાય;
મળ્યા નારદ મુનિ રાય રે—પ્રાણી તું જોને.
વાતથી વાકેફ થઇ, ધ્રુવજીને આશીશ દઇ;
ધામ વનમાં ગયા લઇ રે—પ્રાણી તું જોને.

અભયનો મંત્ર આપ્યો, આસન ઉપર સ્થાપ્યો;
આનંદ ઉરમાં વ્યાપ્યો રે—પ્રાણી તું જોને.
ધ્રૂવજી ત્યાં તપ કરે, શ્રી હરીનું ધ્યાન ધરે;
નારદ ત્યાંથી વિચરે રે—પ્રાણી તું જોને.
મુની ત્યાંથી ચાલ્યા જાય, મહીષ્મતિ નગ્ર માંય;
રાજા પ્રીતે પૂજે પાય રે—પ્રાણી તું જોને.
મુનીજી આસન લે છે, રાયને કુશળ પુછે છે;
ત્યારે શું નૃપ કહે છે રે—પ્રાણી તું જોને.
સુખ છે મારે તે શાનું, નથી એ કોઈથી છાનું;
ધ્રુવ વીણ સર્વ સૂનું રે—પ્રાણી તું જોને.
નારદ ધીરજ દે છે, ધ્રુવના કુશળ કે' છે;
આનંદ મન લહે છે રે—પ્રાણી તું જોને.
આવશે ભજીને હરી, દરશ દેશે મુરારી;
ખટ માસ પુરા કરી રે—પ્રાણી તું જોને.
દિન ઉપર દિન જાય, છએ માસ પુરા થાય;
સૃષ્ટિમાં શાંતિ છવાય રે—પ્રાણી તું જોને.
શંખ પદ્મ ગદાધારી, ચક્રપાણી શ્રી મુરારી;
પ્રગટ્યા મુકુંદ હરી રે—પ્રાણી તું જોને.
ધ્રુવને દર્શન દે છે, વર માંગવા કહે છે;
બાલ પ્રભુને નમે છે રે—પ્રાણી તું જોને.
સંસારીનું સુખ કાચું, કાંઇ ન દીઠું મેં સાચું;
દૂર રહેવાનું હું યાચું રે—પ્રાણી તું જોને.

લોકો તને બાલ જાણી, મરી ગયો હશે માની;
કહે છે સારંગપાણી રે—પ્રાણી તું જોને.
મહીપ્મતિનું રાજ્ય કરી, માતાનું દુઃખ નિવારી;
આવજે વૈકુંઠપુરી રે—પ્રાણી તું જોને.
પ્રભુ અંતર્ધ્યાન થાય ધ્રુવજી સ્વદેશ જાય;
સૃષ્ટિમાં હર્ષ ફેલાય રે—પ્રાણી તું જોને.
પુષ્પથી માર્ગ છવાય, ધ્રુવજી જ્યાં ચાલ્યા જાય;
શયનો હર્ષ ન માય રે—પ્રાણી તું જોને.
ધ્રુ'જીને અભિષેક થાય, નારદ ત્યાં વીણા વાય;
સુનીતિ મંન ફુલાય રે—પ્રાણી તું જોને.
સમય વ્યતિત થાય, ધ્રુવજી વૈકુંઠ જાય;
ગરબો દાસ નંદ ગાય રે—પ્રાણી તું જોને.



# શ્રી સીતાજીનું હરણ.

## (રાગ. અનુક્રમે કવાલી અને એકત્રીસો મિશ્ર.)

અમારો રામજી પ્યારો, અમારો રામજી પ્યારો.
રઘુકુળનો મહા તારો, અમારો રામજી પ્યારો.
માગ્યું વરદાન કૈકેયે, રાય દશરથ કને જઇને;
ભરતને રાજ્યગાદી ને, રામ વનવાસનો વારો
—અમારો.

વળણ. વચન પાળવા તાતતણું, રામજીએ જઇ વનપંથ ધર્યો,
સીતા લક્ષ્મણ સાથ લઈને, પંચવટીમાં વાસ કર્યો;
કંચન–મૃગની ઇચ્છા થઈ, સીતાજીને એવેજ સમે,
તે હણવાને ગયા રામજી ધનુષ લઇ જ્યાં હરણ ભમે.
કવાલી. ધનુષ–ટંકારથી ડરતો, ચીસ પાડે હરણ મરતો,
"ધાઓ ધાઓ અહો લક્ષ્મણ, મને માર્યો મને માર્યો"
—અમારો.

વળણ. જુઠી હાંક સુણી મારીચ દૈતની, સીતાજી લાગ્યા ગભરાવા
લક્ષ્મણજીને આજ્ઞા કીધી, ભ્રાત તણી વારે ધાવા
નિરૂપાય થઇ ગયા લક્ષ્મણજી, રામચંદ્રની પાસ હવા,
કપટી રાવણ જોગી થઇને, આવ્યો સીતાજી હરવા.

કવ્વાલી. હઠી જોગી મનાવાને, ઓળંગી આણ સીતાએ,
પલાંગી સ્કંધ પર તેને, ગયો જેમ વીજ ઝબકારો.
—અમારો.

વળણ. રૂદન સાંભળી સીતાજીનું, જટાયૂ વીર વચમાં આવ્યો.
રાવણ સાથે બાથ ભીડી, પણ તેમાં તે કંઇ ના ફાવ્યો;
રાવણ ત્યાંથી વાયૂ વેગે, આવ્યો લંકાપૂર મહીં
અશોક વનમાં સીતાજીને, મૂકયા સુંદર મહેલ મહીં.

કવ્વાલી. જાપ જપતાં રઘુવીરનાં, રહ્યા સીતાજી ત્યાં શાણાં
ઝટે લંકેશ વશ કરવાં, કહે 'છું દાસ હું તારો'
—અમારો.

વળણ. મૃગયા કરીને આવ્યા રામજી, સીતાજીને નહીં ભાળ્યા !
લક્ષ્મણજીને પૂછી જોતાં, વિચારમાં તે વમળાયા;
બેઉ બાંધવો શોધ કરંતા, આવ્યા નગર કિસ્કંધામાં,
વાળી સુગ્રીવ કપીરાય, બાંધવ જ્યાં લઢે સામસામા.

કવ્વાલી. રામ-લક્ષ્મણ તણી સહાયે, હણ્યો મહાવીર સુગ્રીવે
બન્યો રાજા હવે પોતે, નહીં જીવને જરા ઠારો
—અમારો.

વળણ. મહાવીર હનુમંત કપીશ, ગયા સીતાજીની શોધે,
મુંદ્રિકા લઇ રામજીની, આવ્યા તે અશોક વન મધે;
અશોક વનમાં ઉદાસ થઇ, સીતાજી બેઠાંતાં જ્યારે,
વૃક્ષ ઉપરથી રામ-મુદ્રિકા, આવી પડી ખોળે ત્યારે.

કવાલી. અચાનક મુદ્રિકા દેખી, રહ્યાં હર્ષાશ્રુથી પેખી
મળ્યા હનુમંતજી જ્યારે, ઉગરવાનો દીઠો આરો
—અમારો.

વળણ હિંમત આપી જનક-સુતાને ગયા કપીવર કિસ્કંધે.
કપીબલ સાથે લક્ષ્મણ રામ, લઈ આવ્યા લંકા અધે;
દશાનન નહીં કો'નું માને, તૈયાર કર્યું લશ્કર લડવા,
ઈંદ્રજીત ને કુંભકર્ણ બે, ગયા રામ સાથે વઢવા.

કવાલી. પછાડયો કુંભકર્ણ પહેલો, પછીથી ઈંદ્રજીત રોળ્યો
વિભીષણ હસ્ત જોડીને, કહે મહારાજ ઉગારો-
—અમારો.

વળણ. શરણ લીધો સીતા–સ્વામીએ, વિભીષણને શિર હસ્ત ધર્યો;
રાવણને પણ રણમાં રોળી, રાજ્યાસન અધિકારી કર્યો;
સીતાજીને સાથ લઈ, આવ્યા રામજી અયોધ્યામાં,
આનંદોત્સવ–નગર વિષે, 'વારણા લિયે કૌશલ્યા મા.

કવાલી. વરસ દશચાર વંન રહ્યાં, પછીથી રાજ્યારૂઢ થયા
વદે નંદલાલ કર જોડી, મને છે આસરો તારો.'
—અમારો.



# ઈશ્વર સ્તવન.

## રાગ સિંધુડો.

આપ રે આપ તું એ મતિ શ્રી હરી,
જે થકી ગુણ તારા ગવાયે—ટેક.

વિકટ સંસાર-વન વાટ છે અટપટી (૨)
વ્યાધ વસવાટ છૂટે છવાયે,
જાળ જંજાળ માયા તણી અવનવી (૨)
પાથરે ત્યાં મતિ મૂઢ થાયે—આપ રે.

એકમાંથી ખસું તો બીજે જઈ ફસું (૨)
અટપટું આ બધું ન સમજાયે,
સ્વાંગ માયા સજે અવનવા નિત નિતે (૨)
મોહ ને લોભ મિથ્યા ભમાવે—આપ રે.

જે મતીએ મહા બુદ્ધ ગૌતમ થયા (૨)
જે મતીએ મિરાં ને નૃસૈંયા,
મ્હા કબીરો તુકારામ ને દાસ થઇ (૨)
જે પથે ગુણ ગોવિંદ ગાયા—આપ રે.

દંગ કીધા કમાલે વળી જે બુધે (૨)
ગોર કુંભાર તાને તણાયા,
નામદેવે રહ્યા જે મતિ ગ્રાહિને (૨)
ધ્રુવજી ધ્રુવ પદને નિમાયા—આપ રે.

શીત કીધી કઢા ભક્ત જે તાનથી (૨)
ગાનથી સ્થંભ માંહે પુરાયા,
ધ્યાન માત્રે પૂર્યાં ચીર પાંચાળિના (૨)
માન ભંગે રહ્યા મૂર્ખ જાયા—આપ રે.
આપ હથિયાર મુજ હાથ તું એ હરે (૨)
જે જુવે શક્ર પણ વક્ર થાયે,
ચક્રધર નાથ નહીં સાથ તારા વિના (૨)
નાથ હીણો ન બુદ્ધિ જરાયે—આપ રે.
ભક્ત ભિડભંજનો તું સદા કહાવીયો (૨)
આ સમે કાં ગતિ મંદ હોયે.
એક વિશ્વાસ તુજ નામ છે નંદને (૨)
શ્વાસ નિઃશ્વાસમાં તું સમાયે—આપ રે.



## ગીતી.

વિષય ત્યજી હે મનવા, અંધ થઈ શું પડે પુંઠળ વામા;
હિતની હાની થાશે, ભજ પ્રભુને ભક્તિથી અલગ થા મા.



# શ્રી કૃષ્ણ સ્તુતિ.

(રાગ—નમું પદે ગિરિજાપતિને.)

સ્મરૂં સદા દેવકી સુતને (૨)
વક્ત્ર—કમલ મુરલીધર તારૂં શરણું એકજ મારે
દયાનીધે આપો મતી, શુભસન્નીતિને—સ્મરૂં.

ચક્ર ધરે નિજ હસ્ત,
ગદા પદ્મથી પ્રશસ્ત,
સાથે લક્ષ્મીજી અંકસ્થ,
દીપે શંખ સુ—હસ્ત,
નયન ચલન મુરલીધર તારૂં ત્રિભૂવનને આંદોલે.
—દયાનીધે.

ભાલ ધરે શુભ ગંધ
અતિ શોભે બાજુબંધ
વાગે વીણા મૃદંગ
ગાયે છંદ અભંગ
થનક થનક થૈ રાસ નિરખતાં, ચિત્ત ચઢે ચકડોળે
—દયાનીધે.

સહાય કરે નિજ ભક્ત,
રહે નિત્ય અનુરક્ત,

હિયે માન વિરક્ત,
મહાકાળ સશક્ત,
ચરણ કમલ નિશદિન, તુજ આગે નંદ અતી
આનંદે—દયાનિધે.



## પ્રભુપ્રાર્થના.

(રાગ ધ્રુપદ.)

શ્રીવર ભૂધર જય કમળાવર (૨)
અજર અમર અવીચલ સબ સુખ કર
જય વિશ્વંભર (૨) શ્રીવર.

ગણુપતી ગણુનાયક ગુણુસાગર,
જય કરૂણાકર, વિશ્વ વિભાકર;
શરણુ ચરણુ તવ, સર્વ દિવાકર;
જય શાંતેશ્વર (૨) શ્રીવર.

# બંસીધર.

## પદ.

ઓ....વ્રજવર બંસીધર નટ, કર દે....દે—ઓ....વ્રજવર.

પતિત પાવન, અધમોદ્ધારણ
ભક્ત વિપદ-હર દે....દે—ઓ....વ્રજવર.

જલ અગાધ ભવ નૌકા નશ્વર દે....હ,
તિમિર ભય દે....દે—ઓ....વ્રજવર.

કામ, ક્રોધ, મદ, મોહ, મત્સર, લો....ભ
ખડક ભય દે....દે—ઓ....વ્રજવર.

સંયમ સઢ આશા વાયૂ, તવ પૂનિત નામ
સુકા........ન દે....દે—ઓ....વ્રજવર.

યાચત નંદ દયાલ પ્રભુ પદ પંકજ
શરણ તું દે....દે—ઓ....વ્રજવર.



# શીવજીની સ્તુતી.

## ( ભૈરવીનો તાલ )

દર્શન દો ગંગાધરે, ભોળા દર્શન દો ગંગાધરે
અંગે ભભૂતી કંઠે માળા (૨) ત્રિપુન્ડ્ ભાલ કરી–ટેક
ભગવા વસ્ત્ર સુશોભિત પહેરી (૨) નંદી પેં સ્વારી
કરી–ભોળા

ભાંગપન ધંતુરો ચાવી (૨) અધર રક્ત કરી—ભોળા
જટા મંડળ શિર ઉપર સોહે (૨) વચમાં ગંગા ઠરી
—ભોળા.

ગણપતિ ઉમિયાજીની સંગે, (૨) ત્રિશૂળ હસ્ત
ગૃહી–ભોળા

વિઠ્ઠલસુત નંદલાલ ભક્તની વિનતી ઉરમાં ધરી
—ભોળા.



# શ્રી કૃષ્ણ દર્શન

એ....મને મુરલીધર મળીયા (૨)
મારા સકળ મનોરથ ફળીયા—રે....મને.

કમલ નયનને અજબ ભ્રકુટી....(૨)
મુગટ મણી શીર સોહે—રે...મને

દાડમ કળી સમ દંત ધવલને... (૨)
સ્મિત માધુર્યે મન મોહ્યાં- રે...મને

વાંસલડી સુંદર કર સોહે...(૨)
મનહર નાદે ચિત્ત ચોર્યા—રે...મને
મારા ભવના દુઃખ સહુ ટળિયા—રે...મને.



# ગોપી ગાન

### રાગઃ (નાચની ઢબ)

મોરી મટુકી કાનુડો ફોર ગયો—(૨)
ફોર ગયો દધિ ઢોર ગયો—ટેક-મોરી.

સાખી

ગોકુલકી વૃજનારી મેં, વૃંદાવનમેં વાસ હમારો;
દધિ બેચનકું જાતિથી મે, કાન્હ બીચમેં આય પરો–મોરી.

સાખી

દાન લિયો દધિ ઢોર દિયો ઘટ શીર હમારે. ફોર ગયો;
કંચુકી કસ છોડ ગયો, મોરી બૈંયા પકડ બળજોર કિયો–
મોરી.



## કાન્હ ગોપી

### પદ

મોરી બૈયાં ન પકડ, ગિરધારી શ્યામ (૨)
અબ ચલન દે હમેં, નંદ ગામ........મોરી
સાસુ લઢેગી, જીઠાની લઢેગી,
નણુદી ગા....રી દે....ગી;

સંજા બીત ગઇ, બેર અતિ હુઈ,
સંગ સખી નહિં કોઈ;
અબ જાય હે તું સસરા કે ધામ....મોરી
નિકસી સુબેસે, દધિ બેચનકું,
ના હુએ....રોટી પાઈ;
બરસાનો, ગોકુલ સબ ઘૂમી,
અધ મટુકી ના બિચાઈ
અબ જાય હે તું સસરાકે ધામ....મોરી

—(૦)—

# ગોરસ

## પદ

કહાંસે ગોરસ લાઇ, ગવાલિની કહાંસે ગોરસ લાઇ- ટેક.
યહ રસ તો રસ દોરસ મિલકે(૨)હેત હિ રસ રૂચિરાઇ-ગવા-
લિનીરસ ખટરસ સબ મેં ચાખ્યો,(૨) યહ રસકી કયા બડાઈ
મોહન કર યુગ લો રાધા (૨) ઉત્તર દિયો નજાઇ- ગવાલિની
નંદ પ્રભુકી યહ બલીહારી(૨) દેખત દેત દીખાઈ-ગવાલિની

—(૦)—

# ગોપી વિરહ

## [રાગ-શાર્દુલની રાહે]

વિરહાનળ બાળે અતીવ તનને,
ચિંતા ચિરે ઉરને;
અંગ અનંગ અસ હા....ય પ્રજળે
પોષે નહી શ્રીરને.
બહારે તાપ તપાવતો વિચરતો,
આદિત્ય આનંદમાં;
પૂર્ણેંદુ કાં શીતતા વછોડી
ભેદાય છો અંગમાં.



# પ્રભુ પૂજન

## ગાયન

બાળાઓ–

સખી આવો ધરાવો પુષ્પમાળા આ સુંદીર શ્યામને (૨)
ગંધ સુગંધીથી પૂજન કરીને (૨) નાથ નગીના રીઝાવો
....હાં સખી આવો.

તન મન ધન સહુ અરપણ કરીને (૨) આજ પ્રભુને મનાવો
....હાં સખી આવો
મન વાંછિત ફળ માંગી લઇને (૨) સુખેથી સદન સિધાવો
....હાં સખી આવો



## ભજન

હરિ ભજનાદીથી મળશે(૨)
તુજ ભવસાગર દુઃખ ટળશે રે —હરિ.

સકળ સૃષ્ટિના, સારણ કારણ,
ભકતોની ભય ભીડ નિવારણ— (૨)
અજર અમર અવિચલનું ધામ બતાવશે....રે —હરી.

નટવર નાગર, મુદિત મદાધર,
ભવદુઃખ હારણ શ્રી મુરલીધર — (૨)
અગમ નિગમ તવ માર્ગ સુગમ કરી આપશેરે—હરી.



# રૂકમીણી આક્રંદ

## (રાગ- ઋષીરાજના પદનો)

શામળિયા સદ્ય પધારો રે, સ્વામી હો મારા
દાસીના દુઃખ નિવારો રે, સ્વામી હો મારા—ટેક

મોહન મારે માથે, પડીયો મેરૂં શું ત્રૂટી
આ દૈવ ઉઠયું છે રૂઠી રે, સ્વામી હો મારા—શામળિયા.

કંસ પૂતના મારી, દીધા વ્રજલોક ઉગારી
જેમ રામે સીતા નારી રે, સ્વામી હો મારા—શામળિયા.

લાખેણી લાજ આ મારી, મોહન જો લૂંટાઇ જાશે
તો તમથી કયમ સહેવાશેરે સ્વામી હો મારા—શામળિયા.

વ્હાલા હું તો ભૂલી, ભરૂંસે તમારે
હાવે શું કરવું મારે રે, સ્વામી હો મારા—શામળિયા.

થાવો નહીં સ્હાયે, વિઠ્ઠલવર કુંજબિહારી
તો દેહ પડે આ મારી રે સ્વામી હો મારા—શામળીયા

ચંદનની અર્ચા લીધી, કામણ કુબ્જાને કીધી
શું સર્વ વાત એ જુઠી રે, સ્વામી હો મારા—શામળીયા

વ્હાલા હવે વારે, ચઢોને ગિરધારી
ગોવિંદ મુકુંદ મુરારીરે, સ્વામી હો મારા—શામળીયા



# કૃષ્ણ વિયોગ કરૂણા વિલાપ.

## રાગ- વિલાપી આલાપ.

આવો આવો મારા પ્રાણ, મારા પ્રાણ મારા પ્રાણ
આવો....આ....વોરે આવો—આવો.

મારા સુંદર ચતુરસુજા....ણ, વ્હાલા આ....વોરે આવો
—આવો.

આપ વિના એકલી હું ઘેલી, ભટકું ગૃહ મોઝાર
નાથ વિના તમ ભોજન મુજને, ભાવે નાહીં લગાર
જાણી અંતરની ઓળખા....ણ, વ્હાલા આ....વોરે આવો
—આવો.

કંથ વિના કામિનીનું જીવતર, જળવિણ મત્સ્ય સમાન
બિના વિલંબે આવી મળો નહીં, (તો) જાશે મારા જાન
સુણી અબળાની આ વા...ણ, વ્હાલા આ....વોરે આવો
—આવો.



# નંદ ચતુર્દશ નમસ્કાર સ્તોત્ર

## હરિ ૐ

દઇ વાચા મુંગાને, ઓળંઝાવે પર્વત પંગુથી,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા. ૧
બધિર-બધિરતા હરે, રચાવે અકલ્પ્ય કાવ્યો મૂર્ખ થકી,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા- ૨.
અંધ તિમિર કરી નષ્ટ, દાખવે સૌંદર્ય સૃષ્ટિનું સહુજે
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા. ૩
દુઃખ દારીદ્રય નિવારી, ચામર છત્ર ધરાવે રંક શિરે,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા. ૪
દુષ્મન દોસ્ત બનાવે, ચોર લૂંટારા તણાં હૃદય દ્રાવે,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા.૫
વિષધારી વા હિંસ પ્રાણિનો, સ્વભાવ બદલાવે સહેજે
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા ૬.
બિષ અમૃત બનાવે, સતિના શિયળ જુક્તિથી સંભાળે,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા- ૭
પ્રબળ અરિકટક ભેદી નિમિશ માત્રમાં શરણ શત્રુ લાવે
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા.૮

ભવ બંધન સહુ ત્રોડે, જન્મ મરણના અસહ્ય ભય ટાળે
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા-૯
સૂર્ય ચંદ્ર તારા ગણ, અગણિત દેવાધિદેવ પણ સેવે,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા-૧૦
ઈંદ્ર રૂદ્ર બ્રહ્માદિક અમર, અહોનિશ અંતરથી યાચે,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા-૧૧,
યોગેંદ્ર સિંધ્ધ મુનિગણ, મેળવવાને મથે દિવા રાત્રો,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા-૧૨.
દીવ્ય જ્ઞાન દઇને કરતી સંશુદ્ધિ દેહ—આત્માની,
કૃપા માત્રે જેની તે, માધવને હો નમસ્કાર મારા-૧૩.
જલ, ભૂ, ખગ સચરાચર, જંત, વાયુ, અગ્નિ સર્વ શુધ્ધ કૃતિ,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા-૧૪



# કન્હૈયા

## પદ

કબ સમરોગે કન્હાઇ, ભાઈ અબ કબ સમરોગે કન્હાઇ
—ભા....ઇ અબ

ખેલોંસે બચપન સબ હાર્યો(૨)
કામસે તૃપ્ત ભયો ન યુવામેં,
જરાહિ ડરપત દેખન લાગ્યો (૨)
અબ તો સમરલે કન્હાઇ-ભાઇ અબ.

અવસર ગત નહીં હાથ લૈગત ફીર (૨)
કાલ કરત ચતુરાઇ,
નંદલાલ કો નાથ સમરતો (૨)
હેત ન દુઃખ દિખાઈ- ભાઈ અબ



# શ્રી ઘેઘારી દશા પોરવાડ ઉન્નતિ મંડળ

(રાગઃ- વનચર વીરા વધામણી)

શ્રી-ધર મુરલીધર ભજો,ભજો સીતા રામ;
ઘો ર તિમિર તમ દૂર થશે,થાશે લીલારામ ....શ્રીધર
ઘા ટ ઘડે પ્રભુ અવનવા, હરે પ્રાણી-ચિત્ત;
રિ દ્ધિ દયાળુ દીનને દિયે-દિયેમોક્ષ ખચીત-શ્રીધર;
દ ર્દ બધા દિલના હણે, દિલ રાખી દયાય;
શા મળીગો કષ્ટ કાપનો, ધાત્તો ભક્ત સહાય-શ્રીધર.
પો ષણ પ્રાણીનું કરે, દઇ બુદ્ધિ વિવેક;
ર સ ખટરસ સબરસ ભલાં, સરજાવ્યા અનેક-શ્રીધર
વા ચા દીધી પ્રભુએ ખરે, કીધો અતિ ઉપકાર;
ડ ગમગતા સંસારમાં, હરી એક આધાર - શ્રીધર
ઉ ન્નતિ અવનતિ સર્વ છે તમ કર્માનુસાર;
ન્ન મન કરે લાંછન નહી, દેખીયે કદી સાર - શ્રીધર
તિ ક્ષ્ણ કટુ વચનો તજી, લેજો વિનય સુકાન;
મં ગલ નાવ વિષે ચઢી, શોધો કિર્તિ મકાન - શ્રીધર
ડ ર કદીએ નવ રાખશો, કરતા કૂડાં કામ;
ળ ક્ષ્મિપતિનંદલાલ તો, દેખે ઠામોઠામ-શ્રીધર.



# અસાર સંસાર

## [રાગ:—રૂષીરાજના પદનો]

સગપણ આ સર્વે કાચું રે, મૂરખ મનવા
છે પ્રભુ નામ એક સાચું રે, મૂરખ મનવા—ટેક
અંધ થઇ આ શું, ભટકે છે મિથ્યા ભવમાં
જાણે પેઠો તું દવમાં રે, મૂરખ મનવા—સગ.
સ્નેહ સગાં જનનો, માને તું સદા સાચો
પણ દેહ ઘડો છે કાચો રે, મૂરખ મનવા — સગ
ઉડી જાશે તું તો, આ જગ માંહેથી પળમાં
જ્યમ પરપોટો હોય જળમાં રે, મૂરખ મનવા —સગ
કંઠ સુકાઇ જાશે, કહેતા મારે આ મારો
જ્યમ મૃગજળનો અણુસારો રે, મૂરખ મનવા— સગ
જોતાં જોતાંમાં, આ પ્રાણ જાશે તારો
હોય વિજળીનો ઝબકારો રે;મૂરખ મનવા—સગ
રસનાએ ભજી લે પ્રભુને, એ 'નંદ' સર્વદા કહે છે
જે વિશ્વ સકળમાં રહે છે રે મૂરખ મનવા — સગપણ આ.



# દેહધારી જીવને

જ્યારે હતો જઠરમાં, નવ માસ માના;
દીનો (૧) બન્યો અતીવ, દુઃસહ યાતનામાં;
દુર્ગંધ મૂત્ર મળ નર્ક, ભરેલ જેમાં;
કીટો (૨) સમો તફડતો, સડતોય તેમાં;
કીધી અતિ કરગરી, સ્તુતિ આર્ત (૩) વાણી;
આપ્યા વળી વચન, શ્રી ભજવા મુરારી.
તે સાંભળી કીધ કૃપા, પ્રભુ ચક્ર–પાણી;
નૌ (૪) માસમાં વિપત એ, સઘળી નિહારી.

છોડયો મહા નરકથી, અવતાર આપ્યો;
ભૂમિ પરે મનુજ (૫) સુંદર,દેહ થાપ્યો.
દીધી મતિ ગહન ને, ગતિ શુદ્ધ વાચા;
સર્વેંદ્રિયો સુગમ ને, ગમ (૬) જ્ઞાન (૭) સાંચા. (૮)
રે મૂર્ખ એ સકળ વાત, મૂકી વિસારે;
સંસારના ક્ષણિક સ્વાદ, મહીં શું ફાલે ?
આપ્યા હતા વચન તે, શું દીધા વિસારી;
માયા તણાં પવનમાં, ગઇ શુધ્ધ સારી.
રે મૂઢ એ સકલ વાત, મને (૯) વિચારી;
જાયા સમે સ્તન ભર્યાં, પયથી મુરારી.
જાયે વહ્યા અમુલ વારિ સમો સમો (૧૦) રી;
જોને અલ્યા નયન પાંખ, જરી પ્રસારી.

ખોયું ભલાં, શિશુ પણું રમતો રમીને;
યૌવન ગયું પશુ સમું, ત્રિઅ-કામ (૧૧) લીને.
આવ્યે જરા (૧૨) બળ જશે, વપુનું હણાઇ;
નિસ્તેજ નેન પણ થાય, સુઝે ન કાંઇ.

દાંતો પડે મુખ ગળે, લીંટ નાક ઢાળે;
કાંઠો વળે, ચરણ દંડ વિના ન ચાલે
માથે ઉભો નયન, કાળ કરાળ ફાડે;
તાંકી રહ્યો વિધુર (૧૩) ને, જયમ રાહુ ન્યાળે.

આવી અચાનક, અસૂ (૧૪) હરશે અજાણ્યે;
મીની (૧૫) ગ્રસે મુશક વા, બગમીન (૧૬) જાણે.
છેડી જશે પલકમાં, નરદેહ પ્રાણો;
માતા પિતા ભગિની ભ્રાત, ન સાથ કો' નો.

રહેશે રડી વધુ (૧૭) વળી, તન વા તનુજા;
સંગાથના સુકૃત દુષ્કૃત, વીણ દૂજા.
દેવો થશે જરૂર જાણ, જવાબ સારો; (૧૮)
શે કાજ તે ધરણીપે, અવતાર ધાર્યો.

ભૂલી જતાં નિયત કર્મ, કૃતાંત, (૧૯) કામી!
ત્રુટી પડે શિર ઘટા,(૨૦)–ઘન (૨૧) દુઃખ જામી.
આજ્ઞા સુણી ધરમની, ફરવા ફરીથી;
ચકાર(૨૨)પંક્તિ સમ યોનિ, વિષે ક્રમેથી.

નીચા ઢળે નયન, મસ્તક હાથ લેશે;
સંભારતાં વચન, ગર્ભ વિપાક વેશે.

માટે હજી સ્મર અલ્યા, સ્મરનાથ (૨૩) ચિ-તે;
માની જરી સ્ન વિષે, કહ્યું નંદ પ્રીતે.



---

૧ દીન. ૨ ક્રીડાઓ. ૩ કરૂણાજનક. ૪ નવ ૫ મનુષ્ય ૬ સમજ—બુદ્ધિ ૭ જ્ઞાન ૮ સંચા—મશીન ૯ મનમાં ૧૦ સમય ૧૧ વિષય-વિષ-કેફ ૧૨ ઘડપણ ૧૩ ચંદ્રને ૧૪ પ્રાણુ ૧૫ બિલાડી ૧૬ આંધળું ૧૭ સ્ત્રી ૧૮ સઘળો ૧૯ યમરાજ ૨૦ જુથ્થ ૨૧ વાદળાં ૨૨ ચાકડાના આરાની પંક્તિ ૨૩ કામદેવનો દેવ—પ્રભુ.

# બ્રહ્માનંદ

## ધૂન

આતમ રામ તુંહી તુંહી (૨)
બ્રહ્મા તુંહી, વિષ્ણુ તુંહી,(૨) શંકર શેષ તુંહી
તુંહી—આત્મારામ.

દેવ તુંહી દાનવ તુંહી(૨)માનવ તુંહી તુંહી —
આત્મારામ.

શક્તિ તુંહી,ભક્તિ તુંહી(૨)મુક્તિ તુંહી—આત્મારામ
ભૂ તુંહી,ભૂચર તુંહી(૨)જલ જલચર હી તુંહી તુંહી
—આત્મારામ

ખં તુંહી ખેચર તુંહી(૨)નભગણુ તુંહી તુંહી
—આત્મારામ

પવન તુંહી,પ્રકાશ તુંહી(૨)અગ્નિ દેવ તુંહી તુંહી
—આત્મારામ

ઝાડ પાન,પર્વત પત્થર,(૨)જીવ જંત તુંહી તુંહી
—આત્મારામ

જલ થલ થાવર,જંગમ તુંહી,(૨)અક્ષર બ્રહ્મ તુંહી તુંહી
—આત્મારામ

મહાલય,દેવાલય-મંગલમય(૨)જંગલ પર્ણકુટીમેં તુંહી
—આત્મારામ
ફૂલમે બીજ,બીજમે ફૂલ (૨) શૂન્યમેં શબ્દ તુંહી તુંહી
— આત્મારામ
બલિકો બલ, તેજસ્વી તેજ (૨) સૌંદર્ય ઝરણુ હી
તુંહી તુંહી—આત્મારામ
સગુણ તુંહી. નિર્ગુણ તુંહી, (૨) અજરામર હી તુંહી
તુહીં—આત્મારામ
નિરંજન નિર્વિકારી તુંહી, (૨) ચલ અવિચલ હિ
તુંહી તુંહી—આત્મારામ
અગમ આકૃતિ નિરાકાર તું (૨) અબાધિત બાધિત
તોય તુંહી—આત્મારામ
કહત નંદ પુરૂષોત્તમ પૂરણુ (૨) જહાં દેખું વહાં
તુંહી તુંહી—આત્મારામ



૮૩

# કોયલને

૧

હ્યાં તો અરે બધિર લોક બધા વસે છે,
કાં કોકિલે મધુર કંઠ નિનાદવે છે;
દૃષ્ટે જતાં અઘડ વ્યાધ શિકાર જાણી,
વિંધી જશે વિરમ બા, કહું જોડી પાણી.

૨

આમોદભર કુસુમ કૈંક ખિલી રહ્યાં છે,
જેની સુરભ ઉપરિ વ્યોમ વહી રહી છે;
એવી કલી વિકસતિ કદિ હાથ આવે;
હાથે વતિ મસળિ અંગ બધે લગાવે.

૩.

સૂણે નહીં સમજવા નહિં લેશ ધારે
જાણે બધું જનમથી બસ એમ માને;
સંભાળતા જુગતથી બહુ કાચ પાસા,
ખૂણે જડે રખડતા રતનો હીરા સા.

૪

જા વેગથી રસિક લોક ઘણાં વસે જ્યાં,
કલ્લોલ લોલ કરતા પ્રેમાશ્રુ ભીનાં

ટુહૂક ટુહૂક કરજે દિન રાત છો ત્યાં,
આનંદછોળ ભર દંપતિ સ્નેહ ઘેલાં.



## સ્વભાવ-ધર્મ

( માત્રા ૩૫. તાળ ૭ )

આમ્ર—તરૂવર પરે આમ્રફળ આવશે,
બાવળે કંટકો બાઝશે;
જાંબ જાંબુ વળી શીત છાયા દિયે,
તાલવૃક્ષે ઉભા દાઝશે. —આમ્ર

લીમ સીંચો ભલે ક્ષીરથી શતવિધિ,
કટુપણું તે કદી ત્યાગશે?
ફર્જનો છો ભણ્યાં હો ઘણું ખંતથી,
નીચવૃત્તિ નહીં વામશે —આમ્ર

કાગ ચેષ્ટા કરે ચાતુરી શતગુણી,
હંસનો અંશ શું આવશે?
મોર ઈંડાં કદી ના ચિતરવાં પડે,
સજ્જનો સજ્જનો કહાવશે. —આમ્ર

સદ્ વિચારો થકી જે પ્રજા ઉપજે,
સંત સમુદાય શોભાવશે;

દૂર્વિચારો મહીં તેજ ઉપજાવતા,
નામ કુળનુંજ લજાવશે —આમ્ર
જે ફળોની તમે આશ ધરો સદા,
તેજ તે બીજથી આવશે;
ભાવના ઉચ્ચ હોયે સદા તે નરો,
સ્વર્ગ ભૂમી પરે લાવશે —આમ્ર
ક્ષેત્ર ના શુદ્ધ ત્યાં બીજનો દોષ શો ?
રૂતુ વિના સ્વાદુ ફળ લાગશે ?
બાળ લગ્નો કજોડા તજી કેળવો
ભાવિ માતા દુઃખો ભાંગશે —આમ્ર
હિંદના હીરકણો હિંદ શોભાવશે,
હિંદ આદિત્ય જ્યાં જામશે;
દુષ્ટ સત્તાધિશો પુંઠ ત્યાં દાવશે,
દુષ્કૃતિના ફળો પામશે. —આમ્ર
ધીર ધર હિંદ અર્વિંદ જાગે લગી,
કષ્ટ તારા સહૂ કાપશે;
વાંસના સદ્વિચારો થકી ગુંથજે;
હાથ હેતે હરી આપશે. —આમ્ર

**સમાપ્ત.**

# પ્રથમથી થયેલા ગ્રાહકોની નામાવલી.

ચિંચણ–

શા. લાલદાશ નાનાભાઈ મથુરાદાસ
" કૃષ્ણલાલ નાનાભાઈ, "
" પરમાનંદ નાનાભાઈ "
" નગીનદાશ પ્રાણજીવન
" ઠાકોરભાઇ નાનાભાઈ
" મોહનલાલ નાનાભાઈ
" પ્રાણજીવનદાશ હરીભાઈ
" હરીભાઇ લલ્લુભાઈ
" નાનાભાઈ દેવીદાશ
" નરોત્તમ કૃષ્ણલાલ
" રમણીકલાલ હરગોવનદાશ
" મોહનલાલ હરીલાલ
" ગિરધરલાલ જગજીવનદાશ
" હરગોવન શંકરલાલ
" જગજીવન સંભુલાલ
" મગનલાલ ત્રિભોવનદાશ
" પરસોતમ લાલદાશ
બામણ મહાદેવ મોનેશ્વર ભટ
દરજી પ્રાણજીવન ગાંડાભાઈ
શા. અમૃતલાલ નથુભાઇ

બામણુ લાલશંકર દેવશંકર
વૈદ ચત્રભુજ દામોદર ઠાકર
વૈદ પરસોતમ હરીશંકર
શા. લખમીદાશ હરજીવન
શા. દુલભદાશ શંકરલાલ
શા. મોહનલાલ કૃષ્ણાલાલ
શા. પરમાનંદ મોહનલાલ
,, કૃષ્ણાલાલ મનોરદાશ
,, વૃંદાવન ત્રીભોવનદાશ
,, હરકીસન જગુભાઇ
,, લલ્લુભાઇ દામોદર લાલદાશ
,, ધરમદાશ નાનાભાઇ મથુરાદાશ
,, જગજીવનદાશ નાનાભાઇ મથુરાદાશ
શા નરોતમ કૃષ્ણાલાલ
,, પરમાનંદ નરશીલાલ
,, કાશીદાશ મગનલાલ
,, માણેકલાલ ભગવાનદાશ
,, કાશીદાશ હરીભાઇ
,, ભોગીલાલ કેશવલાલ
,, પરમાનંદ મથુરાદાશ
,, લલ્લુભાઇ મથુરાદાશ (તારાપુર)
,, અંબાલાલ દેવીદાશ ( ,, )
,, ભગવાનદાશ નંદલાલ ( ,, )

માસ્તર જેરામ પાંડુ લાડે
,, દેવીદાશ સંભુલાલ
,, નારણ
શા ત્રીભોવન જમનાદાશ

મુંબઈ

શા રમણીકલાલ નરશીલાલ
,, શંભુલાલ લાલદાશ
,, નથુભાઇ ગોકળદાશ
,, ચત્રભુજ જમનાદાશ
,, હરજીવનદાશ ભગવાનદાશ
,, નાનાભાઈ તુલસીદાશ
,, નારણદાશ કેશુરદાશ
,, જગજીવન શંકરલાલ
,, હરીવલભદાશ બેચરદાશ
,, જગમોહનદાશ લાલદાશ
,, ધીરજલાલ કાળીદાશ
,, હીરાલાલ કરશનદાશ
,, વીઠલદાશ છગનલાલ
,, ભગવાનદાશ નરશીલાલ
,, ચંપકલાલ મોતીલાલ
દેશાઇ બાબુભાઈ ઇચ્છારામ સુરજરામ
શા. વરજીવનદાશ વનમાળીદાશ
,, લલ્લુભાઈ જગજીવનદાશ

,, જમનાદાશ લખમીદાશ
,, રમણીકલાલ નરશીલાલ ( અગાશી )
,, લલ્લુભાઇ જીવનદાશ
,, ત્રીભોવનદાશ છગનલાલ
,, વૃંદાવનદાશ નારાયણદાશ
,, ભીખારીદાશ મોરાર
,, નરશીલાલ નાનાભાઇ
,, જગજીવન નાનાભાઇ
,, પ્રાણજીવન સંભુલાલ
,, જમનાદાશ મગનલાલ
,, મોહનલાલ ચુનીલાલ
,, પરસોતમ જગજીવન
,, ગોપાળદાશ નરશીલાલ
,, મંગળદાશ ગોવનદાશ
શા. હરીલાલ જીવનદાશ
,, દામોદર જમનાદાશ
,, ભોળાનાથ લોકનાથ
,, ઇશ્વરલાલ પુરૂષોતમ
વૈદ હરગોવન હરિદત્ત ઠાકર
શા. જગજીવન દેવીદાશ ( અગાશી )
,, હરીલાલ મુળચંદ
,, જગજીવનદાશ નારણદાશ
,, મગનલાલ જીવનદાશ.

શેઠ જે. આર. પીલાણી
,, મુંગાલાલ ગોંદકા
,, શા પરસોતમ જગજીવન
મી હીરાલાલ એ. દવે
શા. છોટાલાલ ભગવાનદાશ

## દહેણું

ઠક્કર પરભુદાશ ગોવનજી પોંદા
,, માધવજી ગોવનજી પોંદા
,, છોટાલાલ ગોવનજી પોંદા
,, કાળુભાઇ નરોતમ ગિરધર તન્ના
વકીલ પ્રાણજીવન મોતીલાલ દલાલે

## પારડી

શા છોટાલાલ હરગોવનદાશ ખેડા
,, ગાંડાલાલ હરગોવનદાશ ખેડા
,, પ્રાણજીવન હરગોવનદાશ ખેડા
,, ચંદુલાલ હરગોવનદાશ
,, ઠાકોરદાશ પ્રાણજીવનદાશ
,, પરસોતમ હરીલાલ



# શુદ્ધિ--પત્ર

| પાનું. | લાઇન | અશુદ્ધ | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૪ | ૧૦ | અખી | અરબી |
| ૮ | ૨ | સર્વે | સર્વ |
| ૩૨ | ૧૪ | ખોભો | ખેલો |
| ૩૪ | ૨ | રિસાયે | રિઝાવે |
| ૩૫ | ૧૮ | શકે | શકું |
| ૪૦ | ૮ | પડજો | પૂજો |
| ૪૬ | ૧૦ | મુનીતિ | સુનીતિ |
| ૪૯ | ૧ | હપાશ્રુથી | હર્ષાશ્રુથી |
| ૫૫ | ૫ | ભાંગપન | ભાંગપાન |
| ૫૮ | ૩ | હેત | હોત |
| ૫૮ | ૩ | લિખરસ ખટરસ સબ મેં ચાખ્યો | રસ ખટરસ સબરસ મેં ચાખ્યો |
| ૫૮ | ૪ | યુગલો રાધા | યુગલોમેં રાધા |
| ૫૯ | ૩ | અસ હા...ય | અસહ્ય હા...ય |
| ૫૯ | ૭ | પૂર્ણેંદુ | પૂર્ણેંદુ |
| ૬૬ | ૧૬ | ળક્ષ્મ પતિ | લક્ષ્મ પતિ |
| ૬૭ | ૯ | મારે | મારો |
| ૬૯ | ૮ | વિધુરને | જવિંદુને |
| ૬૯ | ૧૧ | છેડી | છોડી |
| ૭૧ | ૫ | મુક્તિ તુંહી | મુક્તિ તુંહી–તુંહી |
| ૭૫ | ૩ | ધરો | ધારો. |



આ અંકનો વધારો.

# ગાંડીવ
# સાહિત્ય મંદિર

૧૮૦–કેળાપીઠ, સુરત.

## ઉદ્દેશો.

(૧) શુદ્ધ, શિષ્ટ અને રાષ્ટ્રીય સાહિત્ય લખાવવું તેમજ બહાર પાડવું. (૨) એવાં ઉત્તમ સાહિત્યનો પુસ્તકો, પત્રિકાઓ અને ચોપાનીયાં દ્વારા પ્રચાર કરવો. (૩) અન્ય સંસ્થાઓને સારાં પુસ્તકો મેળવી તથા લખાવી આપવાં. (૪) લેખકો, અનુવાદકો અને કવિઓને ઉત્તેજન આપવું. (૫) સમાજમાં પ્રસરેલાં ગંદા શૃંગારી સાહિત્યને દૂર કરવા પ્રયત્ન કરવો. અને તેને સ્થાને બોધદાયક રમૂજી તથા સ્વદેશાભિમાની સાહિત્યને ફેલાવવું. (૬) હિંદી ભાષાનો પ્રચાર કરવા પ્રયત્ન કરવો.

ગાંધી ગ્રંથમાળા—૧

# ગાંધીજીનો જેલનો અનુભવ

"જેમ જેમ દહાડો વધતો ગયો, તેમ તેમ કામનો બોજો વધારે વધારે જણાયો. દરોગો બહુ તીખો હતો. 'ચલાવો ચલાવો' એવો પોકાર કરી રહ્યા હતો તેમ તેમ હિંદી ગભરાતા હતા. કેટલાકને મેં રોતા પણ જોયા. એક જણનો પગ સુજેલો જોયો. મારૂં દિલ આથી રડતું. છતાં હું સહુને કહેતો હતો કે દરોગાની દરકાર ન રાખતાં સૌએ સાચા દિલથી કામ કરવું. હું પોતે પણ થાકયો. હાથમાં ફોલ્લા સખત પડયા. તેમાંથી પાણી ચાલ્યા. વાંકુ વળવું એ મુશ્કેલ હતું, અને કોદાળાંનો ભાર મણ જેટલો જણાયો. હું તો ઈશ્વર પાસે માંગ્યા કરતો હતો કે મારી લાજ રાખે, મને અપંગ ન કરે, ને હું કામ બરાબર કરી શકું એટલું મને જોર આપે. * * દરોગો મને ઠપકારવા લાગ્યો. * * આ વખતે મિ. ઝિણાભાઈ દેસાઈને મેં મૂર્છિત થતા જોયા..........

આ વર્ણન ગાંધીજી કૃત મારો જેલનો અનુભવ નામના પુસ્તકમાંથી અત્રે આપવામાંથી આવ્યું છે. એનું જે બે ચાણકારક ચિત્ર તેમજ ગાંધીજીની બે જુદા જુદા ફોટા વાળી આવૃત્તિ બહાર પડી છે. આજેજ સાઠા નવ આનાની ટિકીટ બીડી મોકલો.

# શિવદયાળની શોધ

"આ સંસારમાં સત્યથી બીજો કોઇ ધર્મ નથી. જેઓ લાલચોને વશ થઈ સત્ય ચૂકે છે તેઓ કદી સુખી હોતા નથી, દુનિયાની નજરે તેઓ અનેક પ્રકારની મોજ માણતા જણાય છે, પણ અંદરથી તો તેમનું દુઃખ તેઓજ જાણે છે. વળી દુનિયાની મોજમઝા તો ચાર દિનની ચાંદનીની જેમ નાશ પામી જાય છે. ત્યારે તેમનાં દુઃખનો પાર રહેતો નથી, લાખો માણસ અસત્ય માર્ગે ચાલીને દુઃખી થાય છે તો પણ કોઇકજ સત્ય રસ્તે ચાલવાની હોંસ કરે છે. જે સત્ય રસ્તો પકડે છે તે સુખી છે. એવા સત્યવાનના દર્શન થવા એ પણ ચઢતા નસીબની નિશાની છે."

"બાપા, મને એવા સત્યવાનના દર્શન ન થાય ?" શિવદયાળે પોતાના પિતા શાંતિદાસને પૂછ્યું.

દીકરાના સવાલથી ખુશી થઇને તેણે જવાબ આપ્યો કે–"થઇ શકે દીકરા ? ભાગ્યમાં હોય તો."

આ રીતે શરૂ થતી ટોલ્સ્ટોયની આ ચાનકદાર અને રસિલી વાર્તા (જે તમારા બાળકને વાંચ્યા વિના નહિજ ચાલે) આફ્રિકામાં ગાંધીજીના ઈંડિ. ઓપિ. નામના છાપામાં પ્રગટ થઇ હતી. છુટથી લ્હાણી કરવા લાયક છે. અઢી આના ટ. ખ. સાથે.

# ઇજીપ્તનો ઉધ્ધારક

આ પુસ્તકમાં મહાત્મા ગાંધીજીએ લખેલું ઇજીપ્તના મહાન દેશભક્ત મુસ્તફા કામિલ-પાશાનું જીવનચરિત્ર આપ્યું છે, તેમજ મહાત્મા ગાંધીજીના પરમપ્રિય લેખક મહાત્મા ટોલ્સ્ટો-યની બે રસિલી વાર્તાઓ અને આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ આપ્યો છે. પાકું પૂઠું ૧૦૮ પૃષ્ઠ છતાં કિમ્મત છ આના રાખેલી છે. બહારગામથી મંગાવનારે સાડા સાત આના-ની ટિકીટ બીડવી. મહાત્મા ગાંધીજીનો સત્યા-ગ્રહ સૈનિક તરીકેનો ઘણોજ જોવા લાયક તથા સંઘરી રાખવા રાખવા લાયક ફોટો પુઠાં પર છાપવામાં આવ્યો છે-

મજબુત સુંદર બાઈડીંગવાળું આ પુસ્તક દરેક લાયબ્રેરીમાં હોવુંજ જોઈએ. શું તમે આ પુસ્તક વાંચ્યા વિના રહેશો ?

ગાંધી ગ્રંથમાળા—પ

# મૂરખરાજ વિગેરે

ભાગ પડ્યા અને ભાઈઓ ન લડ્યા એ સેતાનને બહુ વસમું લાગ્યું. તેણે તેના ત્રણ ગુલામોને બોલાવ્યા અને બોલ્યો; "પેલા ગામમાં મુર્ખો તે તેના બે ભાઈઓ વસે છે. દુનિયાના રિવાજ પ્રમાણે તો તેઓએ ભાગલા પાડતાં લઢવું જોઈતું હતું, તેને બદલે તેઓ સંપીને રહે છે. આનું કારણ પેલા મુર્ખાની મુર્ખાઈ શિવાય બીજું કાંઈ નથી. તેણે આપણું કામ બગાડ્યું છે. હવે તમે ત્રણ જણાઓ ત્રણ ભાઈની પાસે જાઓ અને તેઓને એકબીજા સામે એવા ચઢાવો કે તેમની વચ્ચે લોહીની નદી ચાલે ત્યાં લગી લડે. બોલો. આ કામ તમારાથી બનશે કે નહિ?"

તેઓ બોલ્યા, "હા સાહેબ કેમ નહિ બને?

સેતાને પૂછ્યું "કહો તમે કેમ શરૂઆત કરશો?"

ગુલામોએ જવાબ આપ્યો: "એ તો સહેલ છે. પ્રથમ અમે તેઓને પાયમાલ કરીશું, અને જ્યારે એકેકના ઘરમાં સુકી રોટલીનો ટુકડો સરખો પણ નહિ હોય. એટલે તેઓ ભેગા થાય એમ યુકિત કરશું. કહો પછી કેમ તેઓ અરસપરસ વેર વિના રહી શકવાના?"

ગાંધીજી કૃત "મૂરખરાજ" ની વાર્તામાંથી.

# અમૂલ્ય ઉત્કૃષ્ઠ પુસ્તકો

| | |
|---|---|
| ગાંધીજીના પત્રો (ખુલ્લા) | ૦—૬—૦ |
| " " (ખાનગી) | ૦—૬—૦ |
| ગાંધીજીનું મનોમંદિર | ૦-૧૦-૦ |
| અલિબીરાદરોનો મુકદમો | ૧—૦—૦ |
| સત્યાગ્રહ | ૦—૬—૦ |
| ગાંધીજીનું ચરિત્ર | ૦—૬—૦ |
| પાંડવગુપ્ત નિવાસ | ૦—૧૦—૦ |
| વિદ્યાર્થી આલમને | ૦—૩—૦ |
| હાય આસામ ! | છપાય છે. |
| મોતીલાલ ઘોષ | ૦—૪—૦ |
| દેશબન્ધુ દાસ | ૦—૧૨—૦ |
| સ્વદેશ ગીતામૃત | ૦—૪—૦ |
| સીતા વનવાસ | ૦—૧૦—૦ |
| રાષ્ટ્રીય ગરબાવળિ | ૦—૪—૦ |

ટપાલ ખરચ જુદો.

ગાંડીવ મુદ્રણાલય, સુરત
માં
ઈશ્વરલાલ વીમાવાળાએ છાપ્યું